# શાળીભદ્રનો તથા ભરત બાહુબળના શલોકા

છપાવનાર ૫૭૪૬

શા. નરોતમદાસ હીરાચંદ.

સંવત ૧૯૪૦

કિંમત દોઢ આનો.

સુરત.

એમ. જે. પોછખાનાના સુરત "ખોદાઅઝ" પ્રેસમાં છાપી.

# જાહેર ખબરો.



"શ્રી જૈન શ્રીમાળી હિતેચ્છુ." દ્વિમાસિક ચોપાન્યું આવતા શ્રાવણ માસથી નીચે સહી કરનાર તરફથી પ્રગટ થનાર છે જેનું લવાજમ માત્ર ચાર આના છે પોસ્ટ સહીત છ આના.

"આર્ય હિતેચ્છુ" માસીક ચોપાન્યું પણ સપટેંબર માસથી શરૂ થનાર છે જેનું લવાજમ .છ આના અને પોસ્ટ સહીત દશ આના છે નીચલે શરનામે નામો નોંધાવો અને આ ચોપડી પણ એજ ગ્રહસ્થ તરફથી મળશે.

**શા. નરોતમદાશ હીરાચંદ ઠા. તારાવાળાની પોળ મુ. સુરત,**

આ ચોપડી તથા ધી જનજોઇન્ડ કલબ કૃત્ય જૈન રમુજી ગાયન સંગ્રહ સ્તવનાવળી. કીમત દોઢ આનો. શ્રી જૈન શ્રીમાળી હિતેચ્છુ ઓફીસમાંથી મળશે. ઠા. નગરશેઠની પોળ મુ. સુરત.

હીરાલાલ દુઃખદર્શક નાટક અથવા દ્વિ સ્ત્રીવાળા પુરૂષના કરમની કહાણી છપાય છે. કીંમત આઠ આના.

**રચનાર ગુલાબદાસ દયારામ મહેતા.**
**ઠા. નાણાવટ મુ. સુરત**

# શ્રી ભરત બાહુબલનો શલોકો.

॥ પ્રથમ પ્રણમું માતા બ્રહ્માણી; તૂઠી આપે જે અવિચલ
વાણી ॥ ભરત બાહુબલ ભાઇ સજોડે, કહીશું શલોકો મનને
કોડે ॥૧॥ નાભી રાજાને કુલે નગીનો, પ્રથમ તીર્થંકર રૂષભ ઉપનો ॥
શો પુત્ર તેહના સમરથ જાણું, ભરત બાહુબલ ભલા વખાણું ॥૨॥
આયુધ શાલાયે ચક્ર ઊપનું, મનને હરખીયું ભરત ભૂપનું ॥
ચક્ર પૂજીને કરી ચઢાઈ, દીધા ડેરા તે જંગલમાં જાઈ ॥૩॥
સૈન્યા લેઈને સબલ લીવા જે, વિવિધ જાત તિહાં રણતૂર વાજે ॥
ચક્ર અતુલ બલ આકાશે હાલે, ભરત સૈન્ય શું પુંઠે તે ચાલે ॥૪॥
પૂરવ આદિને ઉત્તર અંતે, આણ મનાવી ચક્રી બલવંતે ॥
સાધ્યા ષટ ખંડ કમલ અપાર, વરશ તે વોલ્યાં સાઠ હજાર ॥૫॥
ગંગા સિંધુને સાધી સરિતા. પછી મલેછના દેશ તે જીત્યા ॥
સેના લેઈને ભરત સધાવ્યા, સાધી ષટ ખંડ અયોધ્યાયે આવ્યા ॥૬॥
નગરીનાં લોક સામાં તે આવે, મોતીયે થાલ ભરીને વધાવે ॥
વાજે વાજિત્ર ભૂંગલ ભેરી, શેરિયે ફુલડાં નાખે છે વેરી ॥૭॥
યાચક જન તો કીરતિ બોલે, કોઇ ન આવે શ્રી ભરતને તોલે ॥
દિન દિન દોલત વાધે સવાઈ, બીજાની નહિં તેવી અધિકાઈ ॥૮॥
અનુક્રમે કીધો નગર પ્રવેશ, ચક્રનો ઓચ્છવ માંડયો નરેશ ॥
ચક્ર તે રહ્યું આકાશે ભમે, આયુધ શાલાયે આવે નહીં કિમે ॥૯॥
સહુ મલીને મનમાં વિમાસે, શા માટે રહ્યું ચક્ર આકાશે ॥
સુણો સાહિબ કહે સેનાની, ભાઈ તમારો એક ગુમાની ॥૧૦॥
બાહુબલ નામે મહાબલ ધારી, તેહ ન માને આણ તુમારી ॥
હઠ માંડીને રહયો હઠીલો, છત્રપતિ છોગાલો છેલ છબીલો ॥૧૧॥

અવશો ને એ મહા અભિમાની, સેવા કીધી છે સાધુ સમાની ॥
અજિત અતુલ બલ તેહુને બલિયો, જાલમ જોધ્ધોને સંગ્રામે કલીગો
॥૧૨॥ અનમી તે કેહની આણ ન માને, પરાક્રમે પુરો તે પ્રજાને
પાલે ॥ એહવી તે સુણી વાત અદ્ભુત, લેખ લખાને મોકલ્યો દૂત ॥
॥૧૩॥ દૂત તેહવે ભરત આદેશે, વેગે તે પેહાતો બાહુબલ દેશે ॥
કાગલ આપીને કહે કરજોડી, વેગે તેડયા છે ચાલો તેણે દોડી ॥૧૪॥
કાગલ વાંચીને ચઢયો તે ક્રોધ, દૂત પ્રત્યે કહે વચન વિરોધ ॥
કોણ ભરત જે તેડે છે અમને, નથી ઓલખતા પુછુંછું તમને ॥૧૫॥
દૂત કહે છે ભાઈ તુમારો, ભરત ચક્રવર્તિ સાહિબ હમારો ॥
આયુધ શાલાએ ચક્ર ન આવે, તેણે કરીને તમને બોલાવે ॥૧૬॥
કરી અસવારી વેગે સધાવો, તિહાં આવીને શીશ નમાવો ॥
નાવો તો કરો યુદ્ધ સજાઈ, માંહોમાહે મલી સમજે બે ભાઈ ॥૧૭॥
ભરત ચક્રવર્તી છ ખંડ ભોગી, અભિમાન સહુના રહયો આરોગી॥
તે આગલશું ગજું તમારૂં, તે માટે કહ્યું માનો અમારૂં ॥૧૮॥
ઈમનિસુણીને બાહુબલ જંપે, મુઝ આગે તો ત્રિભુવન કંપે ॥
ચઢયો ક્રોધને દંતજ કરડે, હોઠ કરડે ને મૂછજ મરડે ॥૧૯॥
એહવો તે ભૂલોછ મારી, જેહ તેડો વડી કરે હમારી ॥ કહે
બાહુબલ ચઢાવી રીશ, કરૂં યુદ્ધ પણ ન નામું શીશ ॥૨૦॥ વેગો
ખીજીને દૂત તે વલિઓ, અનુક્રમે ભરતને આવી તે મલિઓ ॥
ભરતને જઈ દૂત તે ભાંખે, આણ ન માને કટકાઈ પાંખે ॥૨૧॥
સુણી વાતને માની તે સાચી, ચડાઇ કરવાને ભેરી તે વાજી ॥
હાથી ઘોડાને રથ નીશાણ, લાખ ચોરાશી તેહનું પરિમાણ ॥૨૨॥
રથ લઈને શસ્ત્રે તે ભરિયાં, ધવલા ધોરીડા ધિંગ જોતરિયા ॥

સાથે છન્નુ કોડ પાલા પરવરિયા, નેજા પચરંગી દશ કોડ ધરિયા ॥ ॥૨૩॥ પૂરા પાંચ લાખ દીવી ધરનાર, ગદીપતિ મુગટાલા બત્રીશ હજાર ॥ શેષ તુરંગમ કોડ અઢાર, સાથે વ્યાપારી સંખ ન પાર ॥ ॥૨૪॥ સવા કોડ તે સાથે પરધાન, મ્હોટી નાલનું તેર લાખ માન ॥ સાથે રસોઈઆ સહસ્ત્ર બત્રીશ, લશકર લઇને ભરત ચક્રીશ ॥૨૫॥ લશકર લઈને ચક્રવર્તી ચઢીઓ, સાહમો આવીને બાહુબલ ચડિઓ ॥ તેના કટકનો પાર ન જાણું, યગરૂપી તે યોદ્ધા વખાણું ॥૨૬॥ નીશાણે ઘાવ દેઈ પરવરીયો, સૈન્ય લઈને સાહામો ઉતરિયો ॥ કહે બાહુબલ ભરતને જઇ, તાહરી તો શુદ્ધ શા માટે ગઇ ॥૨૭॥ સગા ભાઇ શું એમ ન કીજે, રિદ્ધિ પામીને છેહ ન દીજે ॥ જાતે દાહાડે જોને વિમાસી, પર પોતાનો ન હોવે સહવાસી ॥૨૮॥ અંગ વિના તે ડાંગ ન વાજે, બાહુને રાખી બીડ ન ભાંજે ॥ ઘર નવશે પુત્ર પીયારે, સુખ ન લહિયે ભૂત હિવારે ॥૨૯॥ તેં તો અવગણ્યા ભાઈ અઠ્ઠાણું, યતિ થયા છે તજી તે આણું ॥ તાંતે લોભીયો તુજને વિચરી, તેણે તેં લીધું સંયમ ભારી ॥૩૦॥ તાહરે પાપે તે નાશીને છુટા, ઘણું અઘટતું કીધું તેં જૂઠા ॥ કરતુક તાહરાં કેહેતાં હું લાજું, મુઝ વડે તું પટ ખંડ ગાજું ॥૩૧॥ તુઝને જોઉં નજરે જો ફેરી, વાર ન લાગે નાખતાં વેરી ॥ ફુલ દડો લઇ કોમલ હાથે, વરતું સોહેલું ચુડાલી સાથે ॥૩૨॥ એ નહીં એહવા છાકમ છોલા, ચાહે ચિત્તથી ભૂલ મભોલા ॥ હાક મારૂ તો પર્વત ફાટે, લાજ રાખું છું બંધવ માટે ॥૩૩॥ ટચ્ચી આંગલીએ મેરૂને તોલું, તાહરો કટક લઇ સમુદ્રમાં બોલું ॥ પણ રાખું છું લાજ પિતાની, વાત વલી કહું બાલપણાની ॥૩૪॥ ગગને ઉછાલ્યો ગિંદુક રીતે; પાછો પડતો તું ધરયો મેં પ્રીતે ॥ ચરણે

જાલીને-ફેરવ્યો તુજને, પવને જિમ ફરે દેઉલધ્વજની ॥૩૫॥ વલી ફેરવ્યો પાવક વનમેં, જિમ નલરાજાને જૂવટ જંગમે ॥ બાલપણાં ને રૂડાં સંભારી, ગર્વ તે કરજ્યે પછી વિચારી ॥૩૬॥ ભરત સાંભલજે સાચું હું ભાખું, હવે કેહની લાજ ન રાખું ॥ બાલપણાની રમત નાઠી, હવે આંખી છે બકરી કાઠી ॥૩૭॥ એમ કહીને ગણુવટ રસીગો, ધનુષ લઈને સાહામો તે ધસીયો ॥ ઉમટયો ધુમાડો નટી જાલ, બાહુબલે તિહાં ઝાલી કરવાલ ॥૩૮॥ બાંધી હથીયાર સાહામો તે આવ્યો, પ્રથમ તુંકારે ભરત બોલાવ્યો ॥ કાંઇ હણાવે સુભટની ધાટા, આપણે કીજે યુદ્ધ બે કાટા ॥૩૯॥ કોઈ બીજાનું ઇહાં નહીં કામ, ફોકટ બીજાનાં ફોડો કાં ઠામ ॥ ચઢીગે આપણે આવધજ રાખી, સુરનર કોડી કરયા તિહાં સાખી ॥૪૦॥ બેહુને શરીરે રહ્યા બેહુ પાસા, તિહાં સુરનર જોવે તમાસા ॥ ભરત બાહુબલ અધિક દીવાજે, બેહુને શિર છત્ર મુકુટ બિરાજે ॥૪૧॥ ભરત બાહુબલ સાહામાં બે ભાઇ, શશિ રવિ સરિખા રહે થિર થાઈ ॥ નિરખી સુરનર રહે સહુ અલગા, દષ્ટિ યુદ્ધમાં પ્રથમજ વલગા ॥૪૨॥ નયણાશું નયણાં મેલીને જૂએ, ભરતની આંખે આંસુ તે ચુએ ॥ જિમ ભાદરવે જલ ધરધારા, જાણે કે તુટા મોતીના હારા ॥૪૩॥ હારયો ભરતને બાહુબલ જીત્યો, ત્રિભુવનમાંહે થયો વદિતો ॥ બોલે બાહુબલ બંધવ પ્રીતે, બીજું યુદ્ધ કીજે શાસ્ત્રની રીતે ॥૪૪॥ નર હરિ નાદ ભરતે તિહાં કીધો, શબ્દ તે સઘલે થયો પ્રસિધો ॥ રણની ભુમિ લગે રહયો તે ગાજી, ગાયવર ગહુ ગહ્યા હણુ હણ્યા વાજી ॥૪૫॥ ગડ યડ ગાજે બાહુબલ વેગે, હરિ નાદ કીધો તિહાં તેગે. ॥ દશો દિશ પૂરી નાદને છંદે, ત્રિભુવન કંપે તેહને છંદે ॥૪૬॥ સમુદ્ર જલ હલ કલ્લોલે ચડિયાં, જાણે ત્રિભુવન

એકઠાં મળિયાં ॥ હાથી હલહલિયા હયવર હણહણિયા, નાદ સુણીને સુરનર રણજણીયા ॥૪૭॥ ભીમ ભુવન થયું તે જિહારે, ભરત વિમાસે મનમાંહે તિહારે ॥ એહ અતુલી બલ મહાબલ પૂરો, એહ સમોવડ બીજો નહીં શૂરો ॥૪૮॥ જાતે દાહાડે દેશવટો દેશે, રિદ્ધિ અમારી ઉલાલી લેશે ॥ ભરતને મોઢે હલી તિહાં શાઈ, બોલે બાહુબલ સાંભલો ભાઇ ॥૪૯॥ ભુજા યુદ્ધ કીજે હવે ભારી, અમે નમાવું બાહુ તુમારી ॥ એમ સુણીને ભરત ભૂનાથ, વેગે પસારયો પોતાનો હાથ ॥૫૦॥ બાહુ બલવંતો ભુજબલ બાંહ, ષટ ખંડ પૃથવી જાસે ઉચ્છાહ ॥ કમલ તણી પરેં બાહુબલ વાલે, તસ ભુજ નવ વલ્યો ભરત ભૂપાલેં ॥૫૧॥ વારૂ હૈયા માંહે મત રાખો બાકી, ચોથું મુષ્ટિ યુદ્ધ કીજે હવે તાકી ॥ મહોકમ મૂઠી તવ ભરતે ઊપાડી, બાહુબલ માથે દીધી પછાડી ॥૫૨॥ મૂઠીને મારે શિથિલ થયું અંગ, ભરતના મનમાં વધ્યો ઉછરંગ ॥ બાહુબલે મન સાથે વિચારી. મૂઠી ઊપાડી હૈયામાં મારી ॥૫૩॥ મૂઠીને મારે ભરત લથડીયોં, ભમરી ખાઇને ભૂયેં તે પડિયો ॥ ચઢી રીશને મૂઠ ચમ ચમે, જેમ દુહાણો વિષધર ધમ ધમે ॥૫૪॥ સામેં થઇ ભરતે હાથ ઉપાડયો, મારી મૂઠને ભૂયેં તે પાડયો ॥ ગીચણ લગે ઘાલ્ગો ધરતિ માંહિં, જાણે આરોપ્યો ખીલો જગ માંહિ ॥૫૫॥ સુરતેં ઉઠયો તે આપ સંભાલી, ભરતને રીસે મારયો દંડ ઉલાલી ॥ ઘાલ્યો ધરતીમાં કંઠ પ્રમાણ, કાયર કંપેને પડયું ભંગાણ ॥૫૬॥ ચક્રીનું સૈન્ય થયું તે ઝાંખું, ભરત વિમાસે ભાગ છે વાકું ॥ બાહુબલ કટકે વાજિત્ર વાજે, વીતશોકા થઈ સુભટ વિરાજે ॥ પણ ઉઠયો ભરત તે ધરા ધંધોલી, ક્રોધે તે રહયો ચક્રને તોલી ॥ ભરત ચક્રને આગના આપી, બાહુબલ માથું છું

લાવજે કાપી ॥૫૮॥ બાહુબલ મનમાં એમ વિમાસે, ધીગ બોલીને પછી વિમાસે ॥ કુખે કાં આવ્યો ભરત એ પાપી, ન્યાયની રીત તો નાખી ઉથાપી ॥૫૯॥ મૂઠી તોલીને રહ્યો તે જેહવે, જલહલ ચક્ર પણ આવ્યું તે તેહવે ॥ વેગે વલિયો તે વાંદીને પાય, ગોત્ર મેં ચક્ર ન ચાલે કયાંય ॥૬૦॥ ચઢયું કલંક ચિંતે ઇમ ચક્રી, મુઝથી ન્હાનો પણ મહોટો એ ચક્રી ॥ ભરત રહ્યા હવે હાથ ખંખેરી, એહની મૂઠીની ગત અનેરી ॥૬૧॥ દીન હીણો ભરતને જાણી, બાહુબલ બોલે તે એહવી વાણી ॥ ભરત ન મારૂં ભાઇ સલૂણો, માનવ મારું તે કોઈ મધુણો ॥૬૨॥ મૂઠીનો મનમાં આણી આલોચ, મસ્તકે લઈ કીધો તે લોચ ॥ બાહુબલ થયો તે સાધ વૈરાગી, સુરનર પૂજે પાય તે લાગી ॥૬૩॥ દેવ દુંદુભી વાજી આકાશે, ફુલની વૃષ્ટિ થઇ ચિહું પાશે ॥ મનથી મેલી વિષય વિકાર, ધન ધન જંપે સુર નર નાર ॥૬૪॥ કર્મ ખપાવી કેવલ પામું, લઘુ ભાઇને શિશ ન નામું ॥ કાઉસ્સગ્ગ કરી કર્મ નિકંદુ પછી જઇને જિનવર વંદુ ॥૬૫॥ એમ ધારી મનમાં કાઉસ્સગ્ગં રહે, વર્ષા કાલેં તે કર્મને દહે ॥ કુંજર ચઢા કેવલ કેમ લહિયે, બેનને વચને બુજ્યો તે હૈયે ॥૬૬॥ પગ ઉપાડયો કેવલ પામ્યું, જઈને જિનવર મસ્તક નામ્યું ॥ ભાઇ નવાણું એકઠા મલિયા, મન મનોરથ તે સઘલા ફલિયા ॥૬૭॥ એક વર્ષ લગે કાઉસ્સગ્ગ રહ્યા, વાચા પાલીને મુગતે તે ગયા ॥ ઉદય રતન કહે વચન વિલાસ બાહુબલ નામે લીલ વિલાસ ॥૬૮॥ ઇતિશ્રી ભરત્ત બાહુબલનો શલોકો સંપૂર્ણ:॥ ॥



# શ્રી શાલીભદ્રશાહનો શલોકો.

સરસ્વતી માતા તુમ પાએ લાગુ ॥ એવો સલોકો વરધનને માગુ ॥
દીજે મુજ માતા વચન વીલાસી ॥ કહું છું સલોકો બુધ્ધે પ્રકાશી ॥
શેઠ શાલીભદ્રનો કહુંરે સલોકો ॥ એકે મને સહુ સાંભળજો લોકો ॥
પુરશ ભણે છે દેવ સરીખા ॥ ચોવીશમા શ્રી માહાવીર જાણે ॥
તાશા મુનીવરના ગુણ વખાણું ॥ માલવા દેશ દીશે અધીકારી ॥
રાજગરી નગરી હતી ઘણી સારી ॥ માંહે વસે છે મોટા વેપારી ॥
દાન પુનને ધન્યના તાજા ॥ રાજ કરે છે શેનીક માહારાજા ॥
તેની નગરીના કરૂં રે વખાણુ ॥ અભે કુમેર છે રાજ પરધાન ॥
ધન ધન દોલત વાગે છે વાજા ॥ જોજન ચાલીશ ઉપર આઠ ॥
ધડકો શીક્ષ વેસમીછે વાટ ॥ વાવ કુવા ને વાડી આરંભ ॥
દેરા ધરમશાળા ઉતેમ ઠામ ॥ ચૌટાં ચોરાસી આટ શેરી શાર ॥
જાળી બારી ને ગોખલા શાર ॥ માહે વસે છે વરણ અરાઢ ॥
સઘળી શીરોમણ નાથ અધીકારી ॥ શેઠ શાળીભદ્રછે દેવ અવતારી ॥
જેને ઘેર છે રીધ અનેક ॥ અન પુયરા પુરે પુન્ય પરમાણે ॥
તપસીને દીધા ખીરના દાન ॥ ભાવ ધરીને સુણજો મેળમાએ ॥
તમ ગુણ ગાતા નવનીધ થાએ ॥ નામ લીજે સૌ પાતીક જાએ ॥
છજે તે બેઠા રાજા ને રાણી ॥ વણજારો આપવો ઠકરાઈ જાણી ॥
શીશ નામીને કહું છઊં મારાજ ॥ રતન કમળી હું લાવ્યો છું આજ ॥
બે કરજોડી પદમણી બોલે ॥ રત કમળના અતી ઘણા કોડે ॥
ચારે ખંડમાં તમારૂં રાજ ॥ તમ બેઠા અમ કરીએ તે છાજ ॥
પંચ સભામાં વડાઈ કીજે થાપના કીજે લોભહી લીજે ॥ વચન

સુણીને મુલ કરાવે ॥ સવા લાખ તાંમુલ ઠરાવે ॥ મુલ સુણીને રાજાજી ડરીઆ ॥ વણજારો નગરી માંહે પરવરીયા ॥ સાહેબ મોટા સંઘવી જાણું ॥ શેઠ પારેખને ડોશી વખાણું ॥ મોટા મુછાળા મુંડાળા જાણું ॥ સાચો તે સંઘવી બાવન વીર ॥ લક્ષ્મીના પુતરા ઉતેમ શેર ॥ જોઇ હરખીને મુલ્ય કરાવે ॥ સવા લાખ તાં મુલ્ય ઠરાવે ॥ રત્ન કમલ એક જો આવે ॥ મુલ્ય સુણીને ટળી ટળી જાવે ॥ વણજારો મનમાં દલગીર થાએ ॥ રાજગરી નગરી મોહું મંડાણુ ॥ એકે ન લીધું રાજા ને રાણી ॥ અવે કોઇ બડો હીંદુ બતલાવો ॥ ભોગી સબળો છે શાલ કુમાર ॥ જેને ઘેર છે બતરીશ નાર ॥ જન જન પેથી કરે જુવાર ॥ શેઠ શાલીભદ્ર ના કયા દરબાર ॥ રત્નો મેં તોરણ બાંધ્યા છે બાર ॥ મંદીર પુછી વણજારો જાયે ॥ રીધ દેખીને આણંદ થાએ ॥ વણજારો જઇ સેવકને મળીઓ ॥ શીશ નામીને ગોહોલે સંચર્યા ॥ સીંઘાસણ બેઠા સોભદ્રા દેવી ॥ રમઝમ કરતી આવી સાહેલી ॥ ગાએ ગીતને દેએ આશીશ ॥ દેવતાની પઠેમ નાટક બતરીશ ॥ ચારેવહુ તાંચાંપે છે પાએ ॥ બીજી વહુતાં ઢોળે છે વાએ ॥ જોવાને મયલુ સાજન સહુ ॥ દેવ તમારે બત્રીશ વહુ ॥ પુત્ર તમારો ન જાણે વાત ॥ લેવુ દેવુ સૌ માતાને હાથ ॥ વીરાજી માગુ એક વચન ॥ સવા લાખનું એક રતન ॥ સોળે સરવાળે સવાયુ કીજે ॥ વીશ લાખ તાં ગણીને દીજે ॥ વચન સુણીને તેડયા ભુંડારી ॥ ગણી આપો માણેક મોતી હીરા પરવાળા ॥ દામ લઈને વણજારો વળીઓ ॥ કમળના કકડા કીધા બતરીશ ॥ સાસુજી કકડા ધાબળી સરખા ॥ બત્રીશ વહુને વેંચીને આપ્યા ॥ પાએ લોહીને ખાળમાં નાખ્યા ॥ દેશ પરદેશ પસરી છે વાત ॥ શેઠ શાળીભદ્રએ કીધી વીખ્યાત ॥

વાત સુણી છે રાજા ને રાણી ॥ અવે ન લેવું અન્ન ને પાણી ॥
એવો તે મોટો ઉમર મારાજ ॥ યાપના કીજે લોભહી લાજે ॥
રાજા કે રાણી સુણજો અપાર ॥ જેના પધારો શાલ કુમાર ॥
બેટો તમારો અમે પરધાન ॥ તેડી કરીને લો બહુ માન ॥
જોવાને મયલુ બાલ ગોપાલ ॥ વળી વીશેકે વરણ અરાઢ ॥ અખ
તીયાર સઘળો પંચ સરખો ॥ કુંવેર સરજગો છે મોટો વેવારીઓ ॥
જાળ માંડળીઆ ઉતેમ કંસાર ॥ ન ફેલી ભુંગળ વાગે કીરતાર ॥
આગળ અપછરા નાચે નવરંગ ॥ ઢોળ દદામાં વાગે નવ છંદ ॥
રાજાના મનમાં હરખ અપાર ॥ જાત્રા કરીએ શ્રી દેવ કુમાર ॥
શોભદ્રા કાને વધામણી જાએ ॥ તમ ઘેર આવે શોણીક રાએ ॥
શોભદ્રા કરે કંથની સેવા ॥ કાછ કાળીને વળીઆ છે દેવ ॥
સુંદરી સાથે રાજા પરવરીઓ ॥ આગળ દીશે છે કારમાં દરીઓ ॥
આમે કુમર છે ગુદ્ધીનો વાશી ॥ લાખી મંદ્રીકા જોયું તપાશી ॥
વળીને ટળી રીદ્ધ શું અંગ ॥ ભોમે એક વીશમે ઉચો પલંગ ॥
આગળ શોવણમે પાટ પધરાવે ॥ રાજાને દેખી મોતીડે વધાવે ॥
સીંઘાસણ માયડાં રત્નમેં સાર ॥ માતાજી તેડો શાલ કુમાર ॥
શોણીક આયવા તોરે દરબાર ॥ શોણીક લઈ વખારે ભરજો ॥
લાભ આવે તો વણજ કરજો ॥ બેટાજી રાજા ન હોય કરી આણું ॥
ચારે ખંડનો એ છે રાજા ॥ જેના ઉપર સાહેબી કીજે ॥
પાએ નામીને આણ માની જે ॥ આળસ છોડી ઉઠયો કુમાર ॥
ગોવણ મેં રત્ન લીધા છે ચાર ॥ આપી રાજાને કીધો જુવાર ॥
ખાળે બેસાયડા શાળ કુમાર ॥ ધન મારી નગરી ધન અવતાર ॥
જ્યારે ઉપના છે શાળ કુમાર ॥ એંદરાણી રૂપે બત્રીશ નાર ॥

જેના પીતાજી બેઠા દેવલોક મોઝાર ॥ નવાણું પેટી દીન પડતે આવે ॥ માણેક મોતીને હીરા પરવાળા ॥ અનેક આભુષણ સુખડી સાર ॥ મન ચીંતવ્યાં કરે શણગાર ॥ શુખ ભોગવે દેવ અવતાર ॥ નદીઠો ચાંદો ન દીઠો સુરજ ॥ તેજ તપેછે અતી ઘણું નુર ॥ ભોમે એકવીસમે ઉંચુ છે છજ્જુ ॥ શેઠ આગળ શું હમારૂં ગજુ ॥ રીદ્ધ અનંતી પડી છે પોળ ॥ શેઠ આગળ હમે તો તણખળા તોળ ॥ સુરજ તપે અંગ કરમાએ ॥ શીખ કરો તમે શ્રેણીક રાએ ॥ હશી હરખીને ઉપઠા છે જોડે ॥ પંચ રત્ન એક હાથીને ઘોડો ॥ મુજરો લઈ રાજાજી વળીઆ ॥ હશી હરખીને મોલે સંચર્યા ॥ સુંદરી જોપે ઘણું અવતાર ॥ શેઠ શાળીભદ્ર આવ્યા મોહોલ મોઝારા

સંપુર્ણ ॥



જાહેર ખબરો.

તમારે તાઉસ સીખવાની મરજી છે? તો ખરીદ કરો !

**તાઉસ કવાયત યાને તાઉશ, દીલરૂબા,** તથા ઇસ્રાજ વગા-ડવાની રીતની ચોપડી. ભાગ ૧લો તથા બીજો.

મુંબઇના મશ્હુર નાટકો ગુલબકાવલી હામન વીગેરેનાં ગાયનો વગાડવાની રીત બતાવી છે. અને રાગદારી વખતને અનુસરતાં મુકી છે તથા તાઉસ મેળવવાની રીત પણ એમાં છે. દરેકની કીમતબાર આના

સુરતમાં આવેલો ભયંકર રેલનો ગરબો

કીમ્મત એક આનો. બીજો ભાગ કીમ્મત એક આનો

**જલસાઓ અને બેઠકોમાં ગવાતા રાગ અને રાગણીઓમાંથી ચુંટી કાહેલાં તરેહવાર ઊમદા હીંદુસ્તાની ગાયનોના શબ્હની ચોપડીઓ.** એમ. જે. પોષ્ટવાલા—સુરત

બહારે ગુલસન ૦। ૧૧ ભાગ રૂ. ૦।।।, ગુલીસ્તાને રાગ ૩ ભાગ ૦।, નેહાલે ગુલશન ૩ ભાગ ૦।, બાહારે બોસ્તાન ત્રન ભાગ ૦।, મુનાજાતેબારાં ૦)=।।, શરબતે ગઝલ ૦।-, ગુલાબેગુલસન ૬ ભાગ ૦। ચમને બોસ્તાન ૩ ભાગ ૦।, તાનસેન ગાયન સાર ૦)≡, ગુલસને રાગ ભાગ ૨ જો ૦।-, ગુલસને બોખાર તમાશાએ પુરબ્હાર રૂ. ૧।, દીવાને ઝામીન ગજલસ્તાન ૦।।।, બાગે બુલબુલ ૦)≡, સુદર મનહર ગાયન પ્રકાશ ૦।, ઉસ્તાદી ગાયન સંગ્રહ ૦। ગુલજારે રાગ ૦।-, કલગી ગાયન સંગ્રહ ૦।=, બીજો ભાગ ૦।=, રૂસ્તમી ગુજરાતી ગજલસ્તાન ૦।,

**પ્લાસ્તર ઓફ પેરીસ**—ચીમની વીગેરેના મોરચાં બેસાડવા, તથા કાચના જેવાં રમકડાં પુતલાં વીગરે બનાવવા માટે રતલ એકના પડીકાની કીમત ૦)≡, એમ. જે. પોસ્ટવાલા નાણાવટ, સુરત.

જાહેર ખબરો.

## માસિક "ખોદાબક્ષ" ચોપાન્યું.

**લવાજમ વરષે રૂ૦॥, પોસ્ટેજ મફત.**

આ માસિકમાં વાર્તાઓ, નસીઅતો, નિબંધો, ગાયણો, વિદ્યા, અને વૈદક, વિષ્યો, નાટકો રમુજો, હુન્નરને લગતી ઉપ્યોગી બાબતો તથા જ્ઞાન સાથે ગમત આપે એવા સંસકૃત સ્લોકોના ગુજરાતી અરથ સાથે સમજાવવામાં આવેછે, તેમજ દરગાસે ઇનામની બાજીઓ તથા વાંચવા સીખવા જોગ વિષયોથી એને દીપાવવામાં કસીબી કશુર રાખી નથી.

---

## ટુચકા સંગ્રહ.

રમુજી ટુચકા, હાજર જવાબી, પેટ પકડી હસાવનાર રમુજી ફકરાઓ, ટુંકી પણ હસમુખી વારતાઓ અને વાંચતાં વાંચતાં કલેજાં ઉપસાય એવી રમુજોનો સંગ્રહ. ભાગ ૧લો રૂ. ૦।

**ભાગ રજો. કીમત રૂા. ૦॥.—બન્ને ભાગ સામટા રૂ.૦॥**

---

ત્રણુસેથી પણુ વધુ મનપસંદ રમુજી ગાયનોથી ભરપુર

## ઉસ્તાદી ગાયન સંગ્રહ.

કે જેમાં નામીચા ગાનારા તથા પ્રસિધ્ધ ગાનારીઓમા ગવાતા, લાવણી, મરસીયા, ગજલ હોરી ઠુંમરી વીગેરેનો સંગ્રહ

**કીમત રૂ. ૦।=**

---

**કલગીગાયન સંગ્રહ** છોટી રંગત, ખડી રંગત, લંગડી રંગત, સીકસ્તા રંગત, દોરકલીની તેમજ નાટકની વીગેરેનો સમાસ કરેલો છે કીમત આઠ આના. **એમ. જે. પેસ્ટવાલા સુરત.**